# જાગૃતિનાં ગીતો

## ગીત ૧

આવો જગના લોક સઘળા ઈસુ રાજા બોલાવે છે. ટેક.
જેનું જગમાં માન નહિ કાંઈ
જેનું જગમાં સ્થાન નહિ કાંઈ
તેને નામે રાજ્ય લેવા—ઈસુ રાજા બોલાવે છે. ૧
શીરે કંટક તાજ નીશાની
ઘાય હજી છે કુખ વિંધ્યાની
વિંધાયેલા હાથ પ્રસારી—ઈસુ રાજા બોલાવે છે. ૨
આવો બાઈ આવો બહેની
આવો કરને પારખ તેની
તારા સઘળા ભાર ઉચકવા—ઈસુ રાજા બોલાવે છે. ૩

## ગીત ૨

ભજલે, ભજલે, ભજલે ઇસુકા નામ
તેરે સબહી બનેંગે કામ........ભજલે—ટેક.
જો તું ચાહે મૂક્તિપાના, ઔર બચાના પ્રાન
શરનમેં આજા યેશુ મસીહકે હોગા તેરા કલ્યાણ. ભજલે. ૧
માયા મોહ બીસારદે બન્દે, છોડ જગતકી પ્રીત,
આયા હય સો જાયેગા વો ઈસ જગતકી રીત. ભજલે. ૨
દીન બીતે છીન્ન છીન્નમેં જાને, અબહી કરલે ચેન;
પીછે પછતાયેગા ક્યાજબ ચીડીયાં ચૂક ગઈ ખેત. ભજલે. ૩
ક્રુસ પર ચઢકર સંકટ સહકર, પ્રાન દીયો બલીદાન
અપના આત્મા હમકો દીયા, ઔર શીખાયા ગ્યાન. ભજલે. ૪
જબ લગ તેરે બન્દે પ્યારે હય ઇસ જગમેં બાસ
યેશુ મસીહકો તું અપનાલે હોજા ઉસકા દાસ. ભજલે. ૫

## ગીત ૩

આવો ખ્રીસ્તના સૈનીકો યુદ્ધમાં આજે જઈએ
સેતાન સામે યુદ્ધ કરી, જગને જીતી લઈએ
જુઓ લોકો પાપના બંધને બંધાયા
બંધન તોડી નાખીશું, જય જય હાલેલુયાહ. ટેક.

સુણો ખ્રીસ્તાચારીઓ ઇસુનું ફરમાન આ
સર્વ દેશમાં જઇને, પ્રચારો સુવાર્તા
યુદ્ધ ભારે છે ખચીત, લો હથીઆરો દેવનાં
ઇસુ આપણો આગેવાન, જય જય હાલેલુયાહ. ૧

બાંધો સૈનીકો શુરા સત્યતાથી કમર
પહેરીને ઉભા રહો ન્યાયીપણાનું બખ્તર,
શાંતીરૂપ સુવાર્તાની તૈયારી રૂપ જોડાં
પહેરીને આગળ વધો, જય જય હાલેલુયાહ. ૨

દુશ્મનના ભાલા સામે ઢાલ ધરો વિશ્વાસની
પહેરીલો તારણનો ટોપ, બચી જશો નાશથી
વચન દેવનું લો સંઘાત, આત્માની એ તલવાર
પ્રાર્થના વડે રહો જાગૃત જય જય હાલેલુયાહ. ૩

નાશના કીચડ માંહેથી, ખ્રીસ્તે અમને કાઢયા,
નીજ લોહી વહેવડાવીને, તેણે અમને તાર્યા
કેવો મોટો ચમત્કાર, કેવી મોટી કૃપા
સાક્ષી આપવા જઈશું, જય જય હાલેલુયાહ. ૪

આત્મિક યુધ્ધે ચઢવાને જગથી જુદા થઈએ
આપણા રાજા ઇસુને તનમન સોંપી દઈએ
જો કે શત્રુ હોય બળવાન નાહીમ્મત ના થઈએ
નક્કી આપણો છે વિજય, જય જય હાલેલુયાહ. ૫

## ગીત ૪

તુહી હમારા રાજા હય, તું હી મુક્તિદાતા હય
ફીરસે આને વાલા હય પ્યારે પ્રભુ યેશું તું જલ્દી આ. (૨) ટેક.
દાનીએલકી તુને પ્રાર્થના સુની, એઝરાકી તુને સહાયતા
બાળુલમેં તુને,બેદારી ભેજી,અપને લોગોંકો ફીરકેસી દેરી આઇ.(૨)
ભૂમી આકાશમેં શમા ન શકા, મંદીરોમેં તું રહે ન શકા,
નમ્રહોકે ચરનીમેં પૈદા હુવા, મનોંમે હમારે ઘર તું બના. (૨)
ખાઇને મેં આકાર તું બસા, લોગોંકો અપને લીયે ફીરા
અગ્ની ઓર બાદલમેં તું દીખા,ફીરસે ઇસુ અપના જલ્વા દીખા. (૨)
મહીમાસે જો તું ભરા હૂવા, જ્યોતિમાં સદા રહેને વાલા
મનુષ્યોમેં તુને જનમ લીયા, ફીરસે યેશુ જગમેં તું આયેગા. (૨)

## ગીત ૫

જૈતુનવાળા ડુંગરે અગીયાર ચેલા મળીયા,
ને જઇ સંદેશો કહેજો ને જઉં છું સ્વર્ગિ શહેરમાં હોજી. ટેક.
યરૂશાલેમ જઇને, મારી વાતો કહેજો, ને જઈ સંદેશો કહેજો,
ને જઉં છું સ્વર્ગિ શહેરમાં હો જી. ૧
ઘેરે ઘેર ફરીને મારી વાતો કહેજો, ને જઈ સંદેશો કહેજો,
ને જઉં છું સ્વર્ગિ શહેરમાં હો જી. ૨
ગામે ગામ જઈને મારી વાતો કહેજો, ને જઈ સંદેશો કહેજો,
ને જઉં છું સ્વર્ગિ શહેરમાં હો જી. ૩
શહેરે શહેર ફરીને મારી વાતો કહેજો, ને જઈ સંદેશો કહેજો,
ને જઉં છું સ્વર્ગિ શહેરમાં હો જી. ૪
દેશે દેશ જઇને મારી વાતો કહેજો, ને જઈ સંદેશો કહેજો,
ને જઉં છું સ્વર્ગિ શહેરમાં હો જી. ૫
ભૂમી કેરા રાજ્યમાં મારી વાતો કહેજો, ને જઈ સંદેશો કહેજો,
ને જઉં છું સ્વર્ગિ શહેરમાં હો જી. ૬

ઘાતક વસ્તુ પીતાં હીમ્મત નહિ હારશો ને જઈ સંદેશો કહેજો,
ને જઉં છું સ્વર્ગિ શહેરમાં હો જી. ૭
સતાવણીની સામે છાતી ઠોકીને રહેજો ને જઈ સંદેશો કહેજો,
ને જઉં છું સ્વર્ગિ શહેરમાં હો જી. ૮
પવિત્ર આત્મા આવે, ત્યાંસુધી અહીં રહેજો ને જઈ સંદેશો કહેજો,
ને જઉં છું સ્વર્ગિ શહેરમાં હો જી. ૯

## ગીત ૬

આવો આવો યેસુ પાસ આવો વોહી બુલાતા અભી
થકે ઓર માંદા જો બોજસે દબેહો, મુક્તિ દાતા યેસુ
પાસ આવો ટેક.
યેસુ કે પોકારકે સુનકર ધ્યાન કયું દેતા નહિ
જગમેં કીતની મુશીબત ઉઠાને, મહેનત કરતે ચેન નહિ પાતે. ૧
અબ ભી જાગ ઉઠો ભાઈ, પોકારકા મોકા ફીર મીલતા નહિ
દીન હૈ ભાઈઓ ગુજરા જાતા, દુનિયાં પર અંધેરા છાતા. ૨
કાલ ઓર મરી ઓર લડાઇ, દેખકર તોબાહ કયું કરતા નહિ
પેશન ગુઇયાં પુરી હોતી, વાપીશ આતે હૈ સારે યહુદી. ૩
યેસુ મસિહને તુમ્હારે લીયે, અપની જાન દેદી,
ક્રૂસ પર ચડકર લોહુ બહાયા, તાકે દો કફારા તુમ્હારા. ૪
યેસુ મસિહકે નામ સિવાયે, મુક્તિ મીલતા નહિ
ઉસીમેં હૈ પાપસે રહાઈ, વોહી દેતા હૈ ખુશી ભાઈ. ૫
હાલેલુયાહ હાલેલુયાહ, હાલેલુયાહ આમેન,
હાલેલુયાહ હાલેલુયાહ, હાલેલુયાહ હાલેલુયાહ.
હાલેલુયાહ હાલેલુયાહ, હાલેલુયાહ આમેન. ૬

## ઈસુનો યરૂશાલેમમાં પ્રવેશ.

## ગીત ૭

મેળાઓમાં જય જય મેળો યરૂશાલેમમાંય
પાછળ ઈસુની દુનીઆ સર્વ ગઇ.

યરૂશાલેમ નજદીક ઇસુ, આવ્યા પર્વત પાસ
નગરી રાજાની ઇસુ કહેણુ કહે.
સીયોન પુત્રી રાજા આવે રંક થઇ તુજ પાસ
નગરી રાજાની ઇસુ ભેટ કરે.
ઇસુ ગુરૂએ મંગાવી ખચ્ચર બચ્ચા સાથ
વસ્ત્રો ગાદી કરી રાજા સ્વાર થયા.
મહાજન મંડળ વસ્ત્ર બીછાવે વાટ સવારી રાજ
ઇસુ રાજાને લાવે પ્રેમ કરી.
વૃક્ષલતાથી રસ્તે ગૌરવ—ગૌરવ બહુ શોભાય
મસીહા રાજાની સ્વારી માનભરી.
લોકો આગળ પાછળ ચાલે, મંગળ ભણતા બોલ
દાઉદપુત્ર તને જય જય હોસાના.
પ્રભુને નામે રાજા આવે આશીર્વાદીત તેજ
પરમ ઉંચામાં જય જય હોસાના.
નગર જનો પુછતા આવે, આવે આ તે કોણ ?
નગરી રાજાની મોટા હર્ષ ભરી.
ભવિષ્યવાદી નાઝરેથનો, ગાલીલનો કહેવાય
આગમ ભાખ્યાં છે તે એ પૂર્ણ કરે.
ઇસુ મંદીરમાં જઇ કાઢે વેપારીઓને બહાર
નાણાવટીઓનાં બાજટ દુર કરે.
આસન કાઢયાં મંદીરમાંથી, કબુતરખાનાં તેણ
મંદીર દેવ તણું આવી શુદ્ધ કર્યું.
ભજન તણું ઘર કહેવાશે, મુજ લખીયા છે લેખ
કીધું ચોરોનું કોતર કેમ અરે.
અંધા પંગા ઇસુ પાસે આવ્યા મંદીરમાંય
દુઃખો ટાળ્યાં ને શાંતી થઇ સરદાર.

મંદીર માંહે બાળક ગાએ મોટેથી શુભ ગાન

દાઉદપુત્ર તને જય જય હોસાના.

બાળક જેવાં આપો મનડાં, ઇસુને જઈ આજ

અભિષિત રાજાને ભજવા આવી ઘડી.

પ્રેમી ઇસુ પ્રેમે પુજો, બાળક નરને નાર

તારણ આપે છે ખ્રીસ્તાનંદ કહે.

## ગીત ૮

મેરી જાનકા પ્યારા કહાં હય,
વો કહાં હય વો કહાં હય
વો કહાં હય મેરી જાનકા પ્યારા
મેરી જાનકા પ્યારા કહાં હય. ૧
બજારોમેં ઉસે ઢૂંઢા,
સારે કુચોકો મૈંને છાના,
ઇતના ઢૂંઢને પર ભી વો મીલા ના મૂજે
મૂજે માલુમ નહિ હો ગયા કયા ઉસે. મેરી૦ ૨
દસ હજારોમેં વોહી મુમતાજ હય
મેરા પ્યારા સફેદ ઓર લાલ હય,
ઉસકા શીર હય ખલીસ સોનેકા
ઉસકી ઝૂલ્ફે હય કાલી કારીકી તરાહ. મેરી૦ ૩
અબ મૂજે તુમ ન સતાવો
અય યરુશાલેમ કી પુત્રીઓ
અપને યેશુમે અબ હું મગનમેં
ઉસકી મહોબ્બતસે મૂજે ન હટાવો. મેરી૦ ૪

## ગીત ૯

### —: કોનાં આંસુ :—

અશ્રુ ટપકતાં કોનાં નયનો, છુપું રુદન કરતાં
કોનાં રાતાં નયનો આજે, ડુસકે ડુસકે રડતાં,

વસમી કીકીઆરી પાડી
કોને કરે એ ફરીઆદી... ૧
ગેથસેમાને બાગે મસીહા, અંતીમ અરજ ગુજારે
આજીજીના એ પોકારો, માનવ દીલ ધ્રૂજાવે
જેનો પસીનો લોહી સમ
જેનું ચીત્તડું ચેલા ગમ... ૨
બની શકે તો પિતા મારા. અળગો કરજે પ્યાલો
તારી ઇચ્છાને હું આધીન, પીવાને એ પ્યાલો
ટપકયાં આંસુડાં ભારે
ત્યારે કોણ હતું ત્હારે... ૩
કાયા ઘાયલ દીલડું ઘાયલ, ભારે બોજે બાંધે
પડતાં પડતાં ઉપાડતાં તે, ગલગથાની ગોદે
આવી પહોંચ્યો ઉમંગ ભેર
પીવા પ્યાલો કડવો ઝેર... ૪
એ વ્હાલાની પાછળ વ્હાલાં કરતાં રૂદન ભારે
ટપકતાં એ આંસુ સાથે, થંભન કોણ નીહાળે
છાતીફાટ રૂદન સંભળાય
હૈયું વ્હાલાનું ચીરાય... ૫
એ વ્હાલાનાં દુઃખો દેખી, માતા ભંગીત હૈયે
બેટા મારા નથી જોવાતી, વેદના તારી ભારે
કહેતાં ઢળી પડી માતા
ડુબી દુઃખના સાગરમાં... ૬
સ્વર્ગ ભણી જોયું ત્રાતાએ, પિતાને નવ ભાળ્યો
મુખ અવળું જોઈ પિતાનું, બોજો ભારે લાગ્યો
ઓ! મારા દેવ! ઓ મારા દેવ?
મુકી દીધો મને તેં કેમ? ... ૭
જીવનઝરણું વહેતું આજે, ત્રાતાના શરીરનું
આવો પાપી સ્નાન કરીને, દાન લ્યો નવજીવનનું
પ્રભુને આલીંગન કરજો
જીવન પ્રભુ ચરણે ધરજો... ૮

૨૫૩૦૨

## ગીત ૧૦

### —: સ્તુતિ :—

રાગ ( પુજન આવે )

વંદન કરીએ હે પિતા, શીશ નમાવી આપને...ટેક.

અમ પાપીનું તારણ કરવા
છોડયું સ્વર્ગિ રાજને
જન્મી આવ્યા દેહમાં
લેવા કંટક તાજને.... ૧

આનંદી અમ દીલડાં આજે
મેળવતાં જગત્રાતાને
ગીત તમારી પ્રીતનાં
સુંદર લાગે આ સમે.... ૨

પાપતણા કીચડમાં પડીને
[illegible]સતા મૃત્યુદ્વારે ...ઓને
જીવન દેવાને સદા
ઉતર્યાં આ અવની પરે.... ૩

વીશુજી અમ બાળ તમારાં
શુદ્ધ કરે આ દીલને
દર્શન કરવા આપનાં
પુરણ કરજો આશને.... ૪

બળ બુદ્ધિ ને હિમ્મત દેજો
ભાવે ભજવા આપને
માર્ગે એ હમણાં સદા
જય, જય હોજો આપને.... ૫

---

પ્રકાશક : છોટાલાલ મગનલાલ શાહ
ગૂજરાત સાહિત્ય મંદિર, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : ચતુરભાઈ શનાભાઈ પટેલ
શ્રી મહેન્દ્ર મુદ્રણાલય, મામાની હવેલી, શાકબજાર, અમદાવાદ.